32

## THE LITTLE BOYS GOOD-NIGAT.

**ધ લિટલ બૉયઝ ગુડ-નાઇટ-નાના છોકરાની રાતની સલામ.**

**No** longer–નો લૉંગર્–વધારેવાર નહિં.

**To** poep–ટુ પીપ્–ડોકીયાં કરવાં.

**A**sleep–ઍસ્લીપ્–ઉંઘતાં.

**A**re asleep–આર ઍસ્લીપ–ઉંઘી ગયાં છે;

**D**arling–ડાર્લિંગ્–વહાલાં. Till–ટિલ–સુધી.

**I**'m sure–આઇ ઍમ્ સ્યોર્–મને ખાતરી છે કે I'm sure એ I am sure નું ટુંકું રૂપ છે.

**S**ing–સિંગ્–ગાવું. In words–ઇન્ વર્ડ્ઝ–શબ્દોમાં

**Y**ou would have said–યુ વુડ હૅવ સેઇડ–તું કહેત, તમે કહ્યું હોત.

**A**wake–અવેઇક્–જાગતો. Kiss–કિસ–બચ્ચી ટરી.

**Y**our–યૉર્–તારો. Far–ફાર્–દૂર.

**N**ear–નીઅર્–પાસે.

**B**oth far and near–બોથ ફાર ઍન્ડ નીયર્–દૂરના અને પાસેના બંન્ને.

**E**very one–એવ્રિ વન–દરેક.



# રીડર ફર્સ્ટનો તરજુમો.

## ૧ અમારી નિશાળ.

સોમવારની સવારે ગોવિંદ નિશાળે જતો હતો. એટલામાં ગોપાળ એને મળવાને આવ્યો ગોપાલ એનો ભાઇબંધ થાય છે. એ પાસેના ઘરમાં રહે છે.

ગોપાલ—ગુડ મોર્નિંગ ( સવારની સલામ ). ગોવિંદ તું નિશાળે જાય છે કે ?

ગોવિંદ—ગુડ મોર્નિંગ. ગોપાલ, હા, જવાનો વખત થયો છે. હું હમણાંજ ઉપડું છું.

ગોપાલ—તું મને તારી સાથે લઇ જઇશ ? મારા બાપાએ તારી નિશાળે જવાનું મને કહ્યું (છે). તારી સાથે આવું ?

ગોવિંદ—(અરે) હા. ચાલ. હું તને મારી સાથે લઇ જઈશ. જો ! મારા વર્ગનું ચિત્ર આ રહ્યું. એ અમારી નિશાળના ચિતારાએ ચિત્ર્યું હતું.

ગોપાલ—કેવુ સુંદર ચિત્ર ! હું એમાં તને જોઇ શકું છું. ત્રણ છોકરા સાથે મેજપર બેઠેલો, તું પેલો રહ્યો.

ગોવિંદ—એ મેજ નથી. એ ડેસ્ક ( ઢળતી પાટલી ) છે. હું અને બીજા ત્રણ છોકરા પાટલીપર બેઠા છીએ ને ડેસ્ક અમારી આગળ (પડ્યુ) છે. અમારી પાટીઓ એનાપર પડેલી છે. અમારી પાછળ બીજું ડેસ્ક (ઢળતી પાટલી) છે ને બીજા ચાર છોકરા એની આગળ બેઠા છે. તું એમને ચિત્રમાં જોઇ શકતો

નથી. ચિત્ર અતિશય ન્હાનું છે. પણ તું એક છોકરાને જોઇ શકે છે.

ગોપાલ—પેલા ઉભા રહેલા ઉંચા સદ્‌ગૃહસ્થ કોણ છે? એમણે પાઘડી પહેરી છે.

ગોવિંદ—એ અમારા વર્ગના શિક્ષક છે.

ગોપાલ—એ શું કરે છે?

ગોવિંદ—એ અમને શીખવે છે. એમનો ડાબો હાથ પૃથ્વીના ગોળા પર છે. એમની આંગળી હિંદુસ્તાન તરફ છે. એ કહે છે કે "છોકરાઓ, આ હિંદુસ્તાન છે, આ આપણો દેશ છે." પૃથ્વીનો જેવો ઘાટ હોય છે તેવો ગોળાનો ઘાટ છે. એ ગોળ છે. એ ઉંચા ટેકરાપર છે. એની પાસે અમારા મહેતાજીનું મેજ છે.

ગોપાલ—દિવાલપરનાં પેલાં ચિત્રો શાનાં છે?

ગોવિંદ—એ નકશા છે. એક ઇંગ્લાંડનો નકશો છે. બીજો હિંદનો નકશો છે. જ્યારે તું નીશાળે આવીશ ત્યારે ઓરડીમાંની બધી ચીજો હું બતાવીશ, હવે ચાલો આપણે નીકળીએ નહિં તો મોડું થશે. આ ટર્મનો પહેલો દિવસ છે. આજ નિશાળ ઉઘડે છે. ઘણા નવા છોકરા આવશે. તારી જુની નિશાળ તેં છોડી દીધી છે?

ગોપાલ—હા, તેઓ ત્યાં ઇંગ્રેજી શિખવતા નથી. મારે ઇંગ્રેજી શીખવું છે.

ગોવિંદ—પણ તું ઇંગ્રેજીમાં વાતચીત (તો) કરી શકે છે. તને વાતચીત કરતાં કોણે શીખવાડ્યું? તું ઇંગ્રેજીમાં લખીને વાંચી પણ શકે છે?

ગોપાલ—મારા બાપાને ઇંગ્રેજી સારી પેડે આવડે છે, એમણે મને વાતચીત કરતાં શીખવ્યું. તે કહેતા કે "પહેલાં વાતચીત કરતાં

શીખ પછી વાંચતાં શીખ ને પછી લખતાં શીખ. આ શીખવાનો સરસ ( સૌથી સરસ ) રસ્તો છે.

ગોવિંદ—તું ઘણી સારી અંગ્રેજી ભાષામાં વાત કરી શકે છે. તને લખવું વાંચવું સહેલું પડશે.

ગોપાલ—નિશાળમાં હું કઇ ચોપડી વાંચીશ ?

ગોવિંદ—તું પહેલી પ્રાયમર વાંચીશ.

ગોપાળ—જ્યારે હું મ્હારા હેડમાસ્તર અને મ્હારા વર્ગના શીક્ષકની સાથે બોલું ત્યારે મારે તેમને કેવી રીતે બોલાવવા ?

ગોવિંદ—તારે દરેક મહેતાજીને સાહેબ કહેવું જોઇએ

ગોપાળ—તારી નિશાળમાં છોકરા રમે છે?

ગોવિંદ—અરે હા, અમે ઘણી રમતો રમીએ છીએ. અમે નિશાળમાં સખ્ત કામ કરીએ છીએ અને નિશાળ પૂરી થાય ત્યારે રમીએ છીએ. અમે એક વખતે એક કામ કરીએ છીએ અને તે સારી રીતે કરીએ છીએ.

ગોપાળ—મ્હારા બાપએ મને ગઇ કાલ એક નવો દડો આપ્યો. તે મારી પાસે ઘેર છે. આજ સાંજે એ વડે હું રમીશ.

---

## ૨ એક વખતે એક ચીજ.

ગોપાલ નિશાળે ગયો.

ગોવિંદ તેને હેડમાસ્તર પાસે લઇ ગયો.

એમણે તેને કહ્યું કે " તું તારા બાપા પાસેથી ચીઠ્ઠી લાવ્યો છે ? " ગોપાલ બોલ્યો " ના સાહેબ, પણ હું ઘેર જઇને લઇ

આવીશ." એથી તે ઘેર ગયો. તેના બાપાએ હેડમાસ્તરપર એક ચિઠ્ઠી તેને આપી.

હેડમાસ્તર સાહેબે તે વાંચીને તેને વર્ગમાં દાખલ કર્યો. સાંજરે તે ઘેર ગયો. આખો દિવસ તેણે નિશાળમાં કામ કર્યું હતું. એણે પોતાના જોડા ઉતાર્યા ને પોતાનો નવો દડો લઇને બગીચામાં તે દોડયો. ત્યાં તે કંટાળ્યો.( થાકયો ) ત્યાં સુધી તે દડે રમ્યો.

જયારે તમે કામ કરતા હો ત્યારે કામ ( જ ) કરો ને રમતા હો ત્યારે રમો. હું કહું છું કે આ સુખી થવાનો રસ્તો છે, તમે જે કરો તે ( તમારાથી બની શકે તેટલા ) જોરથી કરો. કકડે કકડે કરેલી વસ્તુઓ કોઇ દિવસ ખરી ( સારી ) કરાતી નથી. એકી વખતે એક ચીજ, અને તે સારી કરવી એ જેમ તમને ઘણા કહી શકશે તેમ એક ઘણો સરસ નિયમ છે.

---

## ૩ મહારાજા.

બાપ—મારા છોકરા, અહિં આવ. આ ચિત્ર સામું જો.

છોકરો—બાપા, આ સદ્‌ગૃહસ્થ કોણ છે ?

બાપ—મારા દિકરા, આ શહેનશાહનું ચિત્ર છે.

છોકરો—બાપા, એમનું નામ શું ?

બાપ—એમનું નામ જ્યૉર્જ છે. એમને આપણે 'પાંચમા જ્યૉર્જ' કહીએ છીએ. એ ગ્રેટબ્રિટન અને આયર્લાંડના રાજા (થાય છે) અને હિંદુસ્તાનના શહેનશાહ છે.

છોકરો—આપણે એમને પાંચમા જ્યૉર્જ કેમ કહીએ છીએ.

બાપ—કારણકે એ નામના એ પાંચમા રાજા છે. ઘણા વખત અગાઉ જ્યૉર્જ નામવાળા બીજા રાજાઓ ઇંગ્લાંડમાં થઇ ગયા હતા. જ્યૉર્જ નામવાળા ચાર રાજા થઇ ગયા હતા. આપણા રાજા પાંચમા જ્યૉર્જ છે.

છોકરો—બાપા એ મહાન્ રાજા છે ?

બાપ—હા, દીકરા. આખી દુનીયામાં એ સૌથી મહાન્ રાજા છે. જે કોઇ પણ રાજા થઇ ગયો તેના કરતાં એ વધારે માણસો ઉપર રાજ્ય કરે છે.

છોકરો—બાપા એ ક્યાં રહે છે ?

બાપ—એ ઇંગ્લાંડમાં રહે છે. એ એમનો પોતાનો દેશ (થાય) છે.

છોકરો—એ કોઇ દિવસ હિંદુસ્તાનમાં આવે છે ?

બાપ—હા, એ બે વાર હિંદુસ્તાનમાં આવ્યા છે.

છોકરો—એ મમતાળુ અને ભલા છે !

બાપ—(અરે) હા, મારા વહાલા પુત્ર. એ દરેક તરફ ઘણા મમતાળુ અને ભલા છે. એ એમના લોકને ચાહે છે. જ્યારે તેઓ (લોકો) સુખી હોય છે, ત્યારે એ ખુશ રહે છે.

છોકરો—બાપા, એમના લોક એમને ચાહે છે ?

બાપ—હા, બધા લોક એમને ચાહે છે.

છોકરો—શા વાસ્તે તેઓ તેમને ચાહે છે ?

બાપ—લોકો તેમને ચાહે છે કારણકે તે લોકોને ચાહે છે. લોકો જાણે છે કે તે ( તેમને ) લોકોને ચાહે છે. તેઓ ( લોકો ) જાણે છે કે એ મમતાળુ અને ભલા છે. એ તેમની સંભાળ લે છે એ એમને નુકશાનમાંથી સહીસલામત રાખે છે. મારા દીકરા તારે પણ તેમને ચાહવા જોઇએ. એ તારા રાજા થાય.

છોકરો—હું એમને વાસ્તે કંઇ કરી શકું ?

બાપ—હા, મારા દીકરા ! એમને પ્રભુ સુખી રાખે એવી પ્રાર્થના તું પ્રભુ પાસે કરી શકે. તેમનું જતન કરવાની અને તેમને સહી-સલામત અને સુખી રાખવાનું તું પ્રભુ પાસે માગ.

આપણા રાજા, મહાન્ જ્યૉર્જની પ્રભુ રક્ષા કરો.

આપણા ઉદાર રાજા દીર્ઘાયુષ થાઓ.

પ્રભુ રાજાની રક્ષા કરો.

---

## ૪ રોમન આંકડા.

બાપ—વારુ ગોપાલ, એક મહિનાથી તું ( તારી ) નવી નિશાળે જાય છે. તને તે ગમે છે કે ?

ગોપાલ—( અરે ) બાપા ! મને તે બહુ ગમે છે. મારા મહેતાજી મારા અને બીજા છોકરા તરફ ઘણા મમતાળુ છે. હું હમેશ કંઇક નવું શીખું છું.

બાપ—તું હમેશ કંઇ નવું શીખે છે, એમ કે ? આજ તું શું શીખ્યો ?

ગોપાલ—આજ અમે રોમન આંકડા વિષે બહું શીખ્યા.

બાપ—રોમન આંકડા ! આંકડો શું એ તું જાણે છે ?

ગોપાલ—( અરે ) હા તમે મને તે ઘણા વખતપર શીખવ્યું હતું. આંકડો એ સંખ્યાની નિશાની ( ચિન્હ ) છે. અમારા મહેતાજી કહે છે કે આંકડાનું, બીજું નામ ‘ ન્યુમરલ ’ કહેવાય છે. દરેક સંખ્યાને આંકડો હોય છે.

બાપ—તું શું જાણે છે તે ચાલ હું તપાસું. ( મને ) તારી સ્લેટ આપ હું એના પર, એક, બે, ત્રણ, ચાર, સંખ્યાઓ લખીશ. હવે દરેક નંબર ( સંખ્યા ) પાસે એનો આંકડો લખ.

ગોપાલ—(અરે) હા. બાપા. એ હું કરી શકું છું. આ રહી પાટી અને આ રહ્યા આંકડા.

બાપ—હા. તે તદ્દન બરોબર છે. તું યાદ રાખી શકે છે. એ જોઇને હું ઘણો ખુશી થયો છું. મને લાગે છે કે બધી સંખ્યાઓ તું તારી જુની નિશાળમાં શીખ્યો હતો, નહિં વારૂ ?

ગોપાલ—હા, હું સંખ્યાઓ શીખ્યો હતો, પણ તેમનાં ઇંગ્રેજીમાં નામ હું શીખ્યો નહોતો. એ તમે મને શીખવાડયા અને હું સંખ્યાઓના નામની (કેમ) જોડણી (કરવી એ) કરતાં શીખ્યો નહોતો એ હું મારી નવી નિશાળમાં શીખ્યો.

બાપ—વારૂ, આ ચિહ્નોને તું રોમન આંકડા કહે છે ?

| સંખ્યા. | આંકડો. | રોમન આંકડો |
|---|---|---|
| એક | ૧ | I |
| બે | ૨ | II |
| ત્રણ | ૩ | III |
| ચાર | ૪ | IV |
| પાંચ | ૫ | V |
| છ | ૬ | VI |
| સાત | ૭ | VII |
| આઠ | ૮ | VIII |
| નવ | ૯ | IX |
| દશ | ૧૦ | X |
| અગીયાર | ૧૧ | XI |
| બાર | ૧૨ | XII |

ગોપાલ—(અરે) ના, આંકડા લખવાની બે રીતો છે. પહેલાં હું આ રીતે શીખ્યો. પણ અમારા મહેતાજીએ આજ અમને બીજી રીત શીખવાડી.

બાપ—હવે તું રોમન આંકડા લખી શકે છે ?

ગોપાલ—હજુ તે હું બરાબર કરી શકતો નથી. પણ અમારા મહેતાજીએ મને એક નાનું પત્તું આપ્યું છે. વર્ગમાંના દરેક છોકરાને તેમણે એકેક આપ્યું. તેમણે મને કહ્યું.

" ગોપાળ, આ પત્તું ઘેર લઇ જા, એના ઉપર એકથી બાર સુધી સંખ્યા છે. અને સાધારણ આંકડા અને રોમન આંકડા છે ઘેર તું તેમને લખતાં શીખજે. "

બાપ—એ પત્તું ક્યાં છે; ગોપાલ.

ગોપાલ—બાપા, એ મારા ગજવામાં છે. તે આ રહ્યું.

બાપ—તો, આ સરસ પત્તું છે. હવે તું આ આંકડા શીખીશને ?

ગોપાલ—ના, બાપા ! હમણાં તો મારે રમવું છે. હું એક કલાક સુધી બગીચામાં રમીશ એ પછી આ આંકડા લખતાં શીખીશ.

બાપ—હેં ! તારા મહેતાજી તને રમવાનું પણ કહેતા હતા ?

ગોપાલ—હા, અમારા મહેતાજીએ કહ્યું કે " છોકરાઓ, જ્યારે તમે હમેશ નિશાળેથી ઘેર જાઓ, ત્યારે તમારે રમવું. અથવા ફરવા જવું અથવા આસપાસ દોડવું. એથી તમે જોરાવર થશો ને તમારી તંદુરસ્તી સારી રહેશે.

બાપ—એ તદ્દન સાચું છે. ગોપાલ, હવે ચાલ્યો જા અને રમ. કાલ સવારે મારી પાસે આવજે અને તને રોમન આંકડા આવડે છે કે નહિ તે હું જોઇશ.

થંડો પવન વાય છે. ઉંડી નદી વહે છે. ધોળી ગાય બરાડે છે. લીલું ઘાસ ઉગે છે. સુંદર (રૂપાળાં) પક્ષીઓ ગાય છે. નિશાળનો ઘંટ વાગે છે. નાના છોકરા નિશાળમાં આવે છે.

---

## મહારાણી.

આ, ગ્રેટબ્રિટન અને આયર્લાંડની રાણી હિંદની મહારાણી મેરી છે. એ મહારાજા જ્યૉર્જનાં પત્ની છે. એ એમના પતિ સાથે

ઈંગ્લાંડમાં રહે છે. એમનો સૌથી મોટો છોકરો ઍડવર્ડ પ્રિન્સ ઑફ વેલ્સ છે.

પ્રભુ આપણાં રાણીજીને સુખી રાખે.

---

## ઘડીઆળ.

ગોપાલ—સ્હવારની સલામ, બાપા ! હવે મને રોમન આંકડા આવડે છે. ગઇ રાત્રે હું તે શીખ્યો અને આજ સવારમાં તે ફરીથી જોઈ ગયો. હવે હું તે વાંચી શકું છું.

બાપ—મારા છોકરા, તેં ઠીક કર્યું. તે સાંભળીને હું ખુશ થયો છું હવે અહિં આવને મારી ઘડીઆળ સામું જો. એનાપર તારી નજરે રોમન આંકડા પડે છે ?

ગોપાલ—હા, હું જે આંકડા શીખ્યો છું એજ આંકડા હું જોઉં છું. એકથી તે બાર સુધી એ બધા ત્યાં છે, એ ઘડીઆળની આસપાસ છે.

બાપ—(ગઇ) કાલ, નિશાળમાં તેં ક્યાંઇ તે જોયા હતા.

ગોપાલ—અમારા મહેતાજીએ કાળા પાટીઆપર તે લખ્યા હતા અને પત્તાં પર તેમને મેં જોયા હતા. મેં બીજે ક્યાંય તે જોયા નથી.

બાપ—ફરીથી વિચાર કર. ( વિચારી જો. ) તમારી નિશાળમાં (મોટું ઘડીઆળ છે કે ?

ગોપાળ—( અરે ) હા ! હવે મને સમજણ પડી. (મોટા) ઘડીઆળ પર આ આંકડા મેં જોયા હતા. પણ એ શું છે તે મને ખબર પડી નહોતી-

બાપ—(મોટું) ઘડીઆળ એ (નાના) ઘડીઆળ જેવું જ હોય છે પણ 'ક્લૉક' મોટું અને ભારે હોય છે. 'વૉચ' ઘણું નાનું હોય છે. તું જુએ છે કે, હું મારૂં 'વૉચ' ગુંજામાં મુકું છું. 'ક્લૉક' ના ઉપલા ભાગપર અને 'વૉચ' ના ઉપલા ભાગપર એકજ ચિન્હો હોય છે.

ગોપાલ—બાપા, આ આંકડા વિષે મને બધું મહેરબાની કરીને કહેશો ?

બાપ—મારી ઘડીઆળ સામું જો, એની આસપાસ એક લીટી છે. એ લીટીને આપણે ગોળ કહીએ છીએ. એની નીચે તું એક બીજો નાનો ગોળાકાર જુએ છે. દરેક ગોળાકારમાં સાઠ કાળાં ચિન્હો વા ટપકાં છે. તારી મરજી હોય તો ગણી જો. પ્રયત્ન કર.

ગોપાલ—મોટા ગોળાકારમાંનાં ટપકાં હું ગણી શકું છું. પણ નાના ગોળાકારનાં ટપકાં મ્હને ભાગ્યેજ દેખાય છે એ ઘણાં ન્હાનાં છે;

બાપ—ઘડીયાળમાં તું કાંઇ ફરતું જોઇ શકે છે ?

ગોપાલ—સોયો જેવી દેખાતી પણ કાળી ચીજો હું જોઇ શકું છું. એક નાની સોય છે તે નાના ગોળાકારની આસપાસ ખુબ ઝડપથી ફરે છે, એક મોટી સોય છે તે મોટા ગોળાકારની આસપાસ બહુ ધીમે ફરે છે. વળી એક ત્રીજી સોય એતો બીલકુલ ફરતીજ નથી.

બાપ—આ ત્રણ સોયો ઘડીયાળના કાંટા છે.

ગોપાલ—બાપા, એ 'કાંટા' એમ કહેવાય છે!

બાપ—એ 'કાંટા' કહેવાય છે કારણ કે ગોળાકારમાંનાં કાળાં ટપકાં ભણી એ આંગળી કરે છે. નાનો કાંટો જે એટલી ઝડપથી ફરે છે એ સેકન્ડ-કાંટો છે, ત્રણમાંથી સૌથી મોટો મિનિટ-

કાંટો છે, એ પણ ફરે છે; પણ તે એટલો ધીમે ફરે છે કે તે તને ફરતો દેખાતો નથી.

ગોપાલ—હું સમજ્યો ? હું સમજ્યો ! બાપા, તમારી ઘડીઆળ વિષે મને વધારે કહેશો ?

બાપ—મારા દીકરા. હાલ નહિ. તારી મા તને બોલાવતી હું સાંભળું છું. નાસ્તો (થયો) છે. નાસ્તો કરવા દોડી જા. આજ જ્યારે નિશાળે જાય ત્યારે વખતનો કોઠો ( કોષ્ટક ) શીખજે, કાલ સવારે મારી પાસે આવજે ને હું તને ઘડીઆળ વિષે વધુ કહીશ.

---

## ૭ પ્રિન્સ ઑફ વેલ્સ.

બાપ—ગઇ કાલે મ્હેં તને મહારાજા પાંચમા જ્યૉર્જનું ચિત્ર બતાવ્યું હતું. આ એક બીજું ચિત્ર રહ્યું. તેં તે અગાઉ જોયું છે.

છોકરો—હા, બાપા; એ ચોપડીના પુંઠા પર છે.

બાપ—એ કોણ છે તને ખબર છે ?

છોકરો—ના, એ કોણ છે ! મને મહેરબાની કરીને કહો.

બાપ—એ ઍડવર્ડ, પ્રિન્સ ઑફ વેલ્સ છે. એ રાજાજીના સૌથી મોટા પુત્ર થાય, એક દિવસ, પ્રભુની મરજી હશે તો એ રાજાજી થશે. હાલ તે શાહજાદા છે. પ્રભુ તેમની સંભાળ લે એવી પ્રાર્થના પ્રભુ પાસે આપણે કરવી જોઇએ.

પ્રીન્સ ઑફ વેલ્સને પ્રભુ સુખી રાખો.



## ૮ ઘડીઆળ (ચાલુ).

ગોપાલ—બાપા, હું આ રહ્યો. તમે કહ્યું હતું કે હું તને મારી ઘડીઆળ વિષે આજ રહવારે વધુ કહીશ.

બાપ—બહુ સારૂં, મારા દીકરા. મને યાદ છે. પણ મેં તને કંઇ કરવાનું કહ્યું હતું તે તને યાદ છે ?

ગોપાલ—હા, બાપા, મને ખરેખર યાદ છે. વખત વિષે હવે મને બધું આવડે છે. ગઇ કાલ હું કોઠો (કોષ્ટક) શીખ્યો.

બાપ—તું શીખ્યો ! લાવ તને તપાસું, કલાક કેટલા હોય છે ?

ગોપાલ—દિવસે બાર કલાક હોય છે ને રાતના બાર કલાક હોય છે

બાપ—બરોબર હવે મને કહે જો એક કલાકની કેટલી મીનીટ થાય ?

ગોપાલ—એક કલાકની સાઠ મિનિટ થાય.

બાપ—એક મિનિટની કેટલી સેકન્ડ થાય ?

ગોપાલ—એક મિનીટની સાઠ સેકન્ડ થાય.

બાપ—શાબાશ ! હવે અહિં આવ. હું મારી ઘડીઆળ તારા કાન નજદીક ધરીશ. તું શું સાંભળે છે ?

ગોપાલ—હું ટક્ ટક્ ટક્ ટક્ શાંભળું છું.

બાપ—હા, ઘડીઆળ ટક્ ટક્ બોલે છે. એક ટક્ એક સેકન્ડ છે. એક મિનિટમાં સાઠ સેકન્ડ હોય છે, એક મિનિટમાં ઘડીઆળ સાઠવાર ટક્ ટક્ કરે છે.

બાપ—હવે લાંબા મિનિટ કાંટા સામું જો, મોટા ગોળાકારમાંના એક ટપકાથી બીજા ટપકાપર તે એક મિનિટમાં આવે છે તે એક કલાકમાં ગોળ ફરી રહે છે.

ગોપાલ—હું સ્હમજ્યો ત્યારે તો મિનિટકાંટો જે ઝડપથી ફરે છે તેની સાઠ ગણી ઝડપથી સેકંડ કાંટો ફરે છે.

બાપ—બરોબર. હવે કલાકકાંટા સામું જો, તને તે ફરતો દેખાતો નથી. પણ તે ફરે છેજ. એ એક કલાકમાં એક આંકડાથી બીજા આંકડાપર ફરે છે. બાર કલાકમાં તે ગોળ ફરી રહે છે.

ગોપાલ—ત્યારે તો જ્યારે મિનિટકાંટો બાર આંકડા ફરે છે ત્યારે કલાકકાંટો એક આંકડાથી બીજા આંકડાપર આવે છે. એ બારગણી ઝડપથી ફરે છે.

બાપ—બરોબર, મારી ઘડીઆળ સામું જો કેટલા વાગ્યા છે ?

બાપ—' ઑકલૉક ' નો શો અર્થ થાય છે?

ગોપાલ—' ઑકલૉક ' એ ' ઑફ ધ કલૉક ' નું ટુકું રૂપ થાય છે જ્યારે કેટલા વાગ્યા છે ( વૉટ્ ઑકલૉક ઇઝ્ ઇટ્ ) એમ હું પૂછું ત્યારે ઘડીઆળનો કેટલામો કલાક છે ( વૉટ્ અવર્ ઑફ ધિ કલૉક ઇઝ્ ઇટ્ ) એવો અર્થ થાય છે. કલાકકાંટો અને મિનિટકાંટો કયા કલાક ને કઇ મિનિટ તરફ આંગળી કરે છે ?

ગોપાલ—કેટલા લાગ્યા છે તે હું કહી શકતો નથી.

બાપ—કલાકકાંટો નવ પછી જરાક દૂર છે. તેથી નવ વાગી ગયા છે. મીનીટકાંટો ગોળાવના ચોથા ભાગ સુધી ગયો છે. તેથી સવાનવ થયા છે. પા કલાક એટલે પંદર મીનીટ થાય. હવે આ પત્તાં સામું જો. તે મ્હેં તારે માટે બનાવ્યાં છે દરેક પત્તું ઘડીઆળના ઉપલા ભાગનું ચિત્ર છે. એમાં કલાકકાંટો છે અને મીનીટકાંટો છે. એમાં સેકન્ડકાંટો દાખલ કર્યો નથી. તે

નિશાળે લઇ જા અને તારા મહેતાજીને તે બતાવજે. વખત કેવી રીતે ગણવો તે તને કહેશે. હવે ચાલ આપણે નાસ્તો કરવા જઇએ.

---

ઘડીઆળ અવાજ કરે છે " ટક, ટક, ટક, " તમારે જે કરવું હોય તે જલદીથી કરો. વખત જલદી ચાલ્યો જાય છે. તમારે જે કરવુ હોય તે આજજ કરો.

---

## ૯ ટપાલવાળો.

અનન્ત નવ વર્ષનો એક નાનો છોકરો હતો. એ હમેશાં ગામડામાં રહ્યો હતો. એ પોતાના પિતરાઈ ભાઈ ગોવિંદની સાથે રહેવાને પુના આવ્યો એ ગોવિંદને ગોંડુ કહેતો તે ગોવિંદ તેને અન્તુ કહેતો.

જ્યારે તે પુના પહોંચ્યો ત્યારે તે થાકી ગયો હતો. તે સાંજરે મોડો પહોંચ્યો. એણે થોડોક ખોરાક ખાધો ને સુઈ ગયો. તે આખી રાત લસલસાટ ઊંઘ્યો. બીજે સવારે તે વહેલો ઉઠ્યો જ્યારે તેણે નાહી ધોઇને પોષાક પહેર્યો ત્યારે તે પોતાના પિતરાઈ ભાઈ ગોંડુ સાથે ઘરની આગલી ઓરડીમાં ગયો. આગલું બારણું ઉઘાડું હતું.

અન્તુ—બારણા આગળ પણે ઉભા રહેલા એક માણસને હું જોઉં છું ગોંડુ, એ કોણ છે ? અને શું જોઇએ છે ?

ગોંડુ—અરે અન્તુ ! તેં ટપાલવાળાને કદી જોયો નથી ? એ ટપાલવાળો છે !

અન્તુ—એના હાથમાં એ શું ઝાલી રહ્યો છે ?

ગોંડુ—એ કાગળ છે. તે કાગળ મારે કે ભાઇને વાસ્તે તે અહિં લાવ્યો છે. બાપા મુંબઇમાં છે. એમણે અમને લખ્યું છે.

અન્તુ—એ શું લઈ જાય છે ? એના ડાબા હાથમાં એણે કંઇક પકડયું છે.

ગોંડુ—એ ચામડાની પીળા રંગની કોથળી છે. એ ચામડાના પટાવડે ઉચી ઝાલેલી છે. એ એના ખભા ઉપર આવે છે.

અન્તુ—કોથળીમાં શું છે ?

ગોંડુ—અરે, કોથળી કાગળથી ભરેલી છે. તે એ બીજા ઘેર લઈ જાયછે

ટપાલવાળો—સાહેબ, આપનો એક કાગળ આ રહ્યો.

ગોંડુ—બહુ સારૂ, અમારા ઘરનો આજ આ એકજ કાગળ છે ?

ટપાલવાળો—જી, હા, એટલોજ છે. સલામ

ગોવિંદ—સલામ, હા. આ કાગળ બાપાપરથી મારાપર આવેલો છે. એ એમણે ગઇ રાત્રે લખ્યો હતો.

અન્તુ—ગોંડુ, એ કાગળ અહિં લાવવાને તારા બાપાએ પટાવાળાને કંઇ આપ્યું હતું ?

ગોંડુ—અરે નહિ ! એમણે કાગળપર સ્ટાંપ ચ્હોંડયો છે તે આ રહ્યો એ સામું જો. એ અડધા આનાનો સ્ટાંપ છે.

અન્તુ—એ સ્ટાંપ ઉપરનું ચિત્ર શું છે ?

ગોંડુ—હિંદુસ્તાનના શહેનશાહ નામદાર પાંચમા જ્યૉર્જ ના ઉત્તમાંગનું ( માથાનું ) ચિત્ર છે.

અન્તુ—ગોંડુ તારો કાગળ વાંચ.

ગોંડુ—હા, હું તે વાંચીશ. તારી મરજી હોય તો તું પણ એમાં જો

મને ખબર છે કે તું ઇંગ્રેજી વાંચી શકતો નથી.
મારા બાપા તરફથી કાગળ આ ( પ્રમાણે ) છેઃ—

મુંબઈ.
૧૫ માહે મે સને ૧૯૧૧.

મારા વ્હાલા છોકરા.

અમે કાલ ત્રણ વાગે મુંબઇ પહોંચ્યા એ જણાવવાને હું લખું છું. અહિં ખૂબ ગરમી છે. મને લાગે છે કે આજ રાત્રે વરસાદ વરસશે. અહિં વાદળાથી બધું છવાંએલું છે. તારી મા ને હું સર્વે સારાં છીએ. ઘેર તમે બધાં કેમ છો તે લખીને જણાવજો. આવતી કાલ હું દુકાને જઇશ ને તારે વાસ્તે થોડીક ચોપડીઓ ખરીદીશ. હું ઘણો કામમાં છું. મારે ઘણા કાગળ લખવાના છે. હું તને ફરીથી લખીશ ને અમે ક્યારે પાછાં આવીશું તે તને જણાવીશ.

સલામ. તારી બેન તથા ભાઇ અન્તુ આપણે ત્યાં રહેતા આવ્યો છે તેને ( મારા વતી ) પ્રેમથી બોલાવજો.

હું છું
ત્હારો પ્રેમી પિતા.

---

## વાતચિત કરવા ( વિષે )

હું ઘણી વાર ત્યાં ગયો છું.
મને ખાતરી છે કે તે આવ્યો હતો.
મારાથી બનશે તો હું તે કરીશ.
તમે એમ બે વાર બોલ્યા છો.
તમે ત્યાં થોડીકવારમાં પહોંચશો.

એને ૭ વરસ થયાં છે.
એ અહિં થોડીવારમાં આવશે,
અમે બહુ સખત કામ કર્યું.
એ મારી ચોપડી નથી.
એ ખરો ખર છે.
તમારૂં નામ શું છે ?
ત્યાં કોણ છે ?
ત્યાં જશો નહિ.
હું લાંબીવાર સુધી વાટ જોઇ શકીશ નહિ.
તેઓ અહિં આવશે નહિ.
તને આ મળશે નહિ.
આ એક સુંદર ઝાડ રહ્યું.
અહિં કોઇ નથી.
મારી ટોપી ક્યાં છે ?
એ હજુ ગયો નથી.
એટલું બધું મોડું થયું છે કે બહાર જવાય તેમ નથી.

## ૧૧ નાળીએર.

નાળીએરનું ઝાડ બહુ ઉંચું થાય છે. એને ડાળીઓ થતી નથી પણ તે ઝાડને મથાળે બહુ લાંબાં પાંદડાં થાય છે.

એ બહુ કામનાં ઝાડ છે. આ ઝાડનો દરેક ભાગ કામમાં આવે છે. એક લીલું નાળીએર ભાંગો ( ફોડો. ) એને બહુ જાડી છાલ હોય છે. એની અંદર તમને ફળ માલૂમ પડશે. જાડી છાલને

કાથી કહે છે, એ સૂરજમાં સુકવવામાં આવે છે ને પછી એનાં ભૂખરા રંગનું મજબુત દોરડું બને છે.

પગને સખત કોચલું હોય છે. જ્યારે કોચલું પાકું થાય છે ત્યારે તે ભૂખરા રંગનું થાય છે. એના બે ભાગ થાય છે. દરેક ભાગને પ્યાલા તરીકે વપરાય છે. એને એક લાંબો હાથો લગાવામાં આવે છે અને ત્યારે તે કડછી ( ચમચો ) કહેવાય છે.

લીલું નાળીએર ગળ્યા પાણીથી ભરેલું હોય છે. એ પીતાં બહુ સારૂં ( લાગે ) છે, જ્યારે ફળ પાકું થાય છે, ત્યારે લગભગ બધું પાણી સુકાઇ જાય છે.

એ લીલા નાળીએરનું ને એની પડખે પાકાં નાળીએરનું બીજું ચિત્ર આ રહ્યું. જુઓ પાકા નાળીએર કરતાં લીલું નાળીએર કેટલું બધું મોટું છે. છોલથી એ મોટું બને છે. લીલા નાળીએરને મથાળે મુળીચું હોય છે, ઝાડને તે આ ડાંખળીથી લટકી રહે છે.

પાકા નાંળીયેરનું કોચલું ભાગો, તમને શું જણાય છે ? એમાં ગળ્યું ધોળુ મીંજ હોય છે, એ ખાતાં બહુ સારૂં (લાગે) છે. એનો ગળ્યો પદાર્થ બને છે. મીંજ સૂરજમાં સુકવાય છે. એને ઘાણીમાં પીલવામાં આવે છે ને એમાંથી તેલ પીલાઈ નીકળે છે.

---

## ૧૨ ટપાલની પેટી.

ગોડુ—અંતુ, અંતુ, તું ક્યાં છે ?

અંતુ—હું આ રહ્યો. શું કામ છે ?

ગોંડુ—બાપાએ મને કાગળ લખ્યો હતો તેનો જવાબ મેં હમણાંજ લખ્યો છે. તારે તે જોવો છે ?

અંતુ—હા ! હા ! મને તે જોવા દે.
ગોંડુ—તે આ રહ્યો.

પુના.
૧૭ માહે મે સને ૧૯૧૧.

મારા વહાલા બાપા,

તમારા મમતા ભરેલા કાગળ વાસ્તે હું તમારો આભાર માનું છું. અહિં તે સ્હવારમાં વ્હેલો આવ્યો હતો. ગઇ રાત્રે વરસાદ પડયો હતો ને આજ અહિં તદ્દન ઠંડક થઇ છે, સીતાને ગઇ કાલ માથું દુઃખવા આવ્યું હતું, પણ હવે તેને ( ફરીથી ) સારૂં થયું છે. અંતુની તબીયત પણ તદ્દન સારી છે ને મારી પણ તેમજ છે. માં આશા છે કે તમે પાછા આવો ત્યારે મારે વાસ્તે થોડીક સારી ચોપડીઓ લેતા આવશો.

સલામ, વહાલા પિતાજી અમારા બધાંનો પ્રેમ સ્વીકારશો.

હું છું.
તમારો સ્નેહી પુત્ર.
ગોંડુ.

અન્તુ—હું ખુશીમાં છું એવું તેં લખ્યું તેથી હું ખુશી થયો છું. હવે આ કાગળને તું શું કરીશ ?
ગોંડુ—હું તેને એક પરબીડીયામાં બીડીશ ને પછી ટપાલમાં નાંખીશ. જો. તે બધું તૈયાર છે.

રા. પિ. કે. નારાયણ રાવ.
૧૦૦ ફૂટનો રસ્તો.
મુંબઈ.

અંતુ—એ કાગળપર શું લખાણ છે ?

ગોંડુ—એ સરનામું છે. પહેલી લીટીમાં મેં મારા બાપાનું નામ લખ્યું ( છે ). બીજી લીટીમાં એ જે રસ્તામાં રહે છે તે રસ્તો અને ઘરનો નંબર લખ્યો છે. ત્રીજી લીટીમાં મેં શહેરનું નામ લખ્યું છે. દરેક કાગળપર આના જેવું સરનામું હોવું જોઇએ. કાગળ ક્યાં લઇ જવો તે સરનામાપરથી ટપાલવાળાને ખબર પડે છે, હવે મારે જઇને કાગળ ટપાલમાં નાંખવો જોઇએ.

અંતુ—ગોંડુ. હું તારી સાથે આવું ?

ગોંડુ—અરે હા ! ચાલ, આપણે ઉપડવું જોઇએ.

અન્તુ—પણ ગોંડુ. તેં તારા જોડા પહેર્યા નથી. તું આમ ઉઘાડે પગે આવે છે.

ગોંડુ—આપણે એકદમ જવું જોઇએ નહિ તો મોડુ થશે. મારે વખત ગુમાવવાનો નથી. ટપાલવાળો પેટી પાસે આવે છે ને કાગળો બે વાગે લઇ જાય છે. અત્યારે બેમાં ત્રણ મિનિટ કમ છે. આપણે જલદીથી દોડવું જોઇએ.

પછી બે છોકરાઓ સાથે ટપાલ તરફ દોડયા. ચિત્રમાં તમે તેમને દેખો છો. ગોંડુ પેટીના કાણામાં કાગળ નાંખે છે. એની ઉપર ' કાગળો ' એવો શબ્દ છે એથી કાગળ ક્યાં નાંખવો તેની દરેકને ખબર પડે.

અંતુ—આ કાગળોને ટપાલવાળો શું કરશે ?

ગોંડુ—એ તેમને એની કોથળીમાં નાંખશે ને મોટી પોસ્ટ ઑફીસે લઇ જશે. બીજા ટપાલવાળા પણ આના જેવી બીજી પેટી-ઓમાંથી કાગળો લાવશે. પછી તેઓ તેમને મોટા કોથળાઓ-માં ભરશે અને રેલ્વેપર લઇ જશે અને હિંદુસ્તાનમાં ઘણી જગાએ તે મોકલશે.

### ચંદ્ર.

અરે ! ચંદ્ર સામુ જુઓ. એ એટલે બધે ઉંચે પ્રકાશી રહ્યો છે. અરે મા, એ આકાશમાં દીવા સરખો દેખાય છે. ગઇ કાલ તો વધારે નાનો હતો ને કામઠા જેવો તેનો ઘાટ હતો. પણ આજ તે મોટો થયો છે ને ' ઓ ' ( અક્ષર ) જેવો ગોળ છે.

ઇશ્વરે સૂરજને દિવસે રાજ કરવાને બનાવ્યો. ઇશ્વરે ચંદ્રને રાત્રે રાજ કરવાને બનાવ્યો. ઇશ્વરે તારા બનાવ્યા. તેઓ પણ રાત્રે પ્રકાશ આપે છે.

---

## ૧૪ છોડીઓની નિશાળ.

ઘંટ વાગે છે એટલે નાની છોડીઓ નિશાળમાં ચાલતી આવે છે. તેમાંની દરેક ચોપડીઓ રાખવાને પોતાની સાથે કોથળી લાવે છે. દરેક વર્ગમાં હવા આવવાને બારીવાળો એક સ્વચ્છ ઓરડો હોય છે. જો સખત પવન વાતો હોય, તો બારીઓ બંધ કરવામાં આવે છે. બધી છોકરીઓ પાટલીપર બેસે છે પણ વાંચવાનો વખત થાય ત્યારે ઉભી થાય છે.

મહેતાજી ખુરશીમાં બેસે છે ને છોકરીઓને વાંચતી સાંભળે છે. તે એમને ધીમે ને ધ્યાનથી વાંચવાનું કહે છે. તે ( મહેતાજી ) સઘળા અઘરા શબ્દોની જોડણી તેમની પાસે કરાવે છે. કેટલાક અઘરા શબ્દો મહેતાજી ચાકવતી કાળાપાટીયાપર લખે છે.

છોકરીઓ પાસે કોપી બુકો છે તેમાં પેન્સીલ કે લેખણ ને સાહીથી તેઓ લખે છે ને તેમની પાસે સ્લેટો હોય છે તેના ઉપર તેઓ લખે છે ને દાખલા ગણે છે.

ઘણી નિશાળોમાં મહેતીજી હોય છે ને મહેતાજી હોતા નથી. જે કામ મહેતાજી કરે છે તે કામ મહેતીજી કરે છે.

છોકરીઓ નિશાળે આવે તે પહેલાં પોતાના હાથ ધુએ છે ને વાળ ઓળે છે. જુઓ એમના હાથને આંગળીઓ કેવી સ્વચ્છ છે!

નિશાળમાં છોકરીઓ શીવતાં શીખે છે. તેઓની પાસે ટોપલીઓ હોય છે તેમાં તેમનું કામ તેમનું કપડું, ટાંકણીઓ, સોયો, દોરાને કાતરો રાખે છે.

અમે સ્વચ્છ હાથ અને મુખે અમારી જગાઓએ જઇશું અને ઘેર અને નિશાળમાં અમને કહેવામાં આવે તેમ કરશું અને એથી અમે હમેશા સુખી અને હોંશીયાર થઇશું. કારણકે ભણતર સોના કે રૂપા કરતાં વધારે સારૂં છે.

---

## ૧૫ ગઇ કાલ, આજ, આવતી કાલ.

આજ હું ત્યાં જાઉં છું. કાલ હું ત્યાં ગયો. આવતી કાલ હું ત્યાં જઇશ. હું દર અઠવાડિયે ત્યાં જાઉં છું.

એ હાલ તે કરે છે, તેણે કાલ તે કર્યું એ આવતી સાલ તે કરશે. એ હમેશ તે કરે છે.

આ અઠવાડીએ તે (તેણી) અહિં આવે છે. તે ગયે મહીને અહિં આવી હતી. તે આવતી સાલ અહિં આવશે, તે અવાર નવાર અહિં આવે છે.

મહેતાજી—આજ સવારે તું કેટલા વાગે ઉઠયો ?

છોકરો—હું નવ વાગે ઉઠયો.

મહેતાજી—હેં! તું નવ વાગ્યા સુધી ઉઠયો નહોતો! તું બહુ આળસુ છોકરો હોવો જોઇએ, ત્હારે અજવાળું થતાં ઉઠવું જોઇએ.

છોકરો—આવતા રોજ હું સ્હવારે ૭ વાગે ઉઠીશ.

મહેતાજી—બરોબર, પણ તું પાંચ વાગે ઉઠે તો વધારે સારૂં. તારી પાસે ઘડીઆળ છે કે?

છોકરો—ના, પણ મારે ઘેર મોટું ઘડીઆળ છે. જ્યારે હું મોટો થઇશ ત્યારે મારા બાપા મને એક ઘડીઆળ અપાવશે.

---

## ૧૬ એક અને અનેક ( એકથી વધારે ).

આપણે બોલીએ છીએ.

એક પક્ષી, બે પક્ષીઓ, ઘણાં પક્ષીઓ.

એક ઝાડ, બે ઝાડ, ઘણાં ઝાડો.

એક પાંદડું, બે પાંદડાં, ઘણાં પાંદડાં.

એક છરી, ઘણી છરીઓ.

એક બાયડી, ઘણી બાયડીઓ.

એક માણસ, ઘણાં માણસો

એક સ્ત્રી, ઘણી સ્ત્રીઓ.

એક આંખ, ઘણી આંખો

એક પેટી, ઘણી પેટીઓ.

એક ઇંડું, ઘણાં ઇંડાં.

એક દિવસ, ઘણા દિવસો.

એક ઘર, ઘણાં ઘરો.

એક પગ, ઘણા પગો.

એક ડાળી, ઘણી ડાળીઓ.

એક બાઇ, ઘણી બાઇઓ.

એક ઘડીઆળ, ઘણી ઘડીઆળો.

એક બાળક, ઘણાં બાળકો.

---

## ૧૭ દાદા.

આ બિચારા નાના છોકરાને માબાપ નથી. એનાં માબાપ બંને મરી ગયાં છે. એના ઘરડા દાદા સિવાય એની સંભાળ લેનાર કોઇ નથી. ડોસાને બાયડી બચ્ચાં નથી. એને એકનો એક છોકરાનો છોકરો છે. તે ચાર વર્ષની ઉમ્મરનો છે. એ એના છોકરાને એકલો ઘેર મુકી શકે નહિં: એની કોઇ સંભાળ લે એમ નથા. તેથી એને સાથે લઇને તે કામપર જાય છે. એ માળી છે. એ બગીચામાં આખો દિવસ સખત મજુરી કરે છે. સાંજરે તે ત્રણ માઇલ છેટેના પોતાના ગામમાં ઘેર આવે છે. જ્યારે તે કામ કરતો હોય ત્યારે તેના છોકરાનો છોકરો બગીચામાં આમ તેમ રમે છે. જ્યારે આજ તેઓ ઘેર આવ્યા ત્યારે છોકરો થોડોક રસ્તો હિંડયો. પછી તેણે કહ્યું " દાદા હું થાકી ગયો છું. મારાથી વધારે ચલાય તેમ નથી," પછી પેલો મમતાળુ ડોસો અટકયો ને તેના છોકરાના છોકરાને ખભાપર ઉચકી લીધો.

આ ચિત્રમાં તમે તેને ઘેર લઇ જતો જુઓ છો. એ સાઠ વર્ષની ઉમ્મરનો છે. એના ચહેરા પરના વાળ ધોળા થયા છે તેનામાં બહુ જોર નથી. પણ હજુ પોતાના છોકરાના છોકરાને તે ઉપાડી જઇ શકે છે. જ્યારે તેઓ ઘેર પહોંચશે ત્યારે તે સગડી સળગાવશે અને બંન્નેને વાસ્તે ખાવાને થોડાક ચોખા રાંધશે. પછી એ અને એનો છોકરાનો છોકરો સાદડી ઉપર સુઇ જશે. તેઓ સ્હવાર સુધી ઉંઘશે.

---

## ૧૮ વર્ષના મહિના.

એક વર્ષમાં બાર મહિના હોય છે તેઓ ( નીચે પ્રમાણે ) છે;

૧ જાનેવારી. ૨ ફેબ્રુઆરી. ૩ માર્ચ. ૪ અપ્રિલ. ૫ મે. ૬ જુન. ૭ જુલાઇ. ૮ અગસ્ટ. ૯ સપ્ટેંબર. ૧૦ અકટોબર. ૧૧ નવેંબર. ૧૨ ડીસેંબર.

---

સપ્ટેંબર, એપ્રિલ, જુન ને નવેંબરમાં ત્રીસ દીવસ હોય છે ફેબ્રુઆરી એકલામાં અઠ્ઠાવીસ દીવસ હોય છે. બાકીના બધા મહિનાના એકત્રીશ દિવસ હોય છે. પણ દરેક ચાર વર્ષમાં એક 'લીપઇયર' આવે છે ત્યારે ફેબ્રુઆરીનો એક દિવસ વધે છે.

---

## ૧૯ રમવાની જગા.

બાપ—ગોપાલ તું ક્યાં જાય છે?

ગોપાલ—બાપા, હું રમવાની જગાએ જાઉં છું. મારી સાથે તમે ચાલો, હું તમને તે બતાવીશ.

બાપ—બહુ સારૂં, મારા છોકરા મારે હમણાં કંઇ કરવાનું નથી. હું તારી સાથે આવીશ.

ગોપાલ—અરે, બાપા, તમારો આભાર માનું છું. ચાલો આપણે એક દમ ઉપડીયે.

બાપ—ત્યારે તો આ તમારી રમવાની જગા છે. નહિ વારૂ! કેવી સરસ મોટી જગા છે! કેટલા બધા છોકરા છે! એ કોણ છે ને શું રમે છે તે મને કહી શકીશ?

ગોપાલ—એમાંના ઘણાને હું ઓળખું છું. એ બે છોકરા ભમરડે રમે છે તે મારા વર્ગના છે. તે કેશુ અને ગોંડુ છે. કેશુ ભમરડો ફેરવે છે ગોંડુ પોતાના હાથમાં ભમરડો લઇને પાસે ઉભો છે.

બાપ—આ દડે રમતા છોકરા કોણ છે?

ગોપાલ—તે રમુ અને રંગુ છે. દડો રમુનો છે. એના બાપે એ તેને ગયે અઠવાડીયે આપ્યો હતો. એ દડો નાખે છે ને રમુ તેને ઝીલે છે.

બાપ—આ આગળના છોકરા શું કરે છે?

ગોપાલ—તેઓ કુદે છે. જે છોકરો કુદે છે તેનું નામ નાનો છે. બીજા કોણ છે તેની મને ખબર નથી. નાનો બહુ ઝડપથી દોડી શકે છે. એ કુદી પણ સારૂં શકે છે. અત્યારે તે લાંબુ કુદવાની રમત રમે છે. કેટલીકવાર તેઓ ઉંચું કુદવાની રમત રમે છે.

બાપ—ઉંચુ કુદવાની રમત! એ શું છે!

ગોપાલ—તેઓ બે વાંસડા વચ્ચે એક લાકડી કે દોરી મુકે છે. પછી એક છોકરો દોડીને તે કુદી જવાનો પ્રયત્ન કરે છે.

બાપ—ગોપાલ, તું કેટલું દૂર ને કેટલું ઉંચું કુદી શકે છે?

ગોપાલ—હું ૭ ફીટ દુર ને ત્રણ ફીટ ઉંચું કુદી શકું છું.

બાપ—બહુ સારૂં. હવે મારે ઘેર જવું જોઇએ. તું અહિં રહેજે ને રમજે. તું ક્યાં છે તે હું તારી માને કહીશ. પણ મોડું કરતો ના. અંધારૂ થાય એ પહેલાં પાછો આવજે.

---

## ૨૦ ફરીથી પ્રયત્ન કરો.

રામ નામનો એક નાનો છોકરો હતો. તેને આઠ વરસ થયાં હતાં અને તે હમેશ નિશાળે જતો.

રામ હોંશીયાર છોકરો નહેતો. તે ઘણીવાર એના વર્ગમાં છેલ્લો રહેતો. એને વાંચતાં સારૂં આવડતું પણ પાટીપર દાખલા કરતા આવડતા નહિં.

એક દિવસ મહેતાજીએ છોકરાઓને એક દાખલો કરવાનો આપ્યો. એમને આંકડાઓની પાંચ લીટીઓનો સરવાળો કરવાનો હતો. થોડીક વારમાં બીજા બધા છોકરાઓએ દાખલો કર્યો. તેઓ તેમની પાટીઓ મહેતાજી પાસે લાવ્યા ને જવાબ તેમને બતાવ્યા. તેઓ તદ્દન ખરા હતા.

રામ પણ એની પાટી લાવ્યો. પણ એનો જવાબ તદ્દન ખોટો હતો. મહેતાજીએ કહ્યું " તારી જગાએ પાછો જા, તારો જવાબ ભુંસી નાંખ ને આંકડાઓનો ફરીથી સરવાળો કર "

રામ પાછો ગયો પોતાની જગ્યાએ બેઠો ને આંકડાઓનો સરવાળો કર્યો તેણે કહ્યું " મેં કર્યો છે. " મહેતાજીએ કહ્યું " અહિં આવ ને તારી સ્લેટ બતાવ. "

મહેતાજીએ સ્લેટ સામું જોયું. તેમણે કહ્યું " આ ( ફરીથી ) ખોટો છે એક વાર ફરીથી દાખલો કર. " રામ બોલ્યો " એમ કરવાથી શો લાભ ? મારાથી તે બની શકે એમ નથી. એ અતીશય અઘરો છે. "

મહેતાજીએ જવાબ આપ્યો " ના, બીજા બધા છોકરાઓએ તે કર્યો છે. તે અતિશય અઘરો નથી. રામ, ફરીથી પ્રયત્ન કર ! !

રામ પાછો પોતાની જગાએ ગયો. એણે ધીમેથી ને ધ્યાનથી ( ધ્યાન દેઇને ) આંકડાઓનો સરવાળો કર્યો. પછી પોતાની પાટી તેણે મહેતાજીને બતાવી.

મહેતાજી બોલ્યા " આ વાર જવાબ ખરો છે. શાબાશ છે તને. રામ ! જો તું કંઇ ચીજ પહેલી વાર ન કરી શકે તો તારે ફરીથી પ્રયત્ન કરવો. તું તે કરી શકે ત્યાં સુધી તારે પ્રયત્ન જારૂ રાખવો. કોઇ પણ દિવસ એમ કહેતો નહિં " કે મારાથી નહિં બને, કહે કે એ હું કરીશજ. "

આગ્રહપૂર્વક કામ કરો—જ્યાં સુધી અંત (ન) આવે ત્યાંસુધી સખત કામ કરો—મારા નાના દોસ્ત, જ્યાંસુધી બધું સરળ બને ત્યાં સુધી ફરીથાને ફરીથી ( પ્રયત્ન કરો ) કદી છોડી દેતા નહિં એક વાર ફરીથી શરૂ કરો.

તમારા બધા જોરથી એકવાર ફરીથી પ્રયત્ન કરો. રફતે રફતે તમે તે બરોબર કરી શકશો.

---

## ૨૧ રામે બાંધ્યું તે ઘર.

રામે બાંધ્યું તે ઘર આ છે.

રામે બાંધ્યું તે ઘરમાં જે છોકરો રહેતો હતો તે છોકરો આ છે.

રામે જે ઘર બાંધ્યું તે ઘરમાં જે છોકરો રહેતો હતો તે છોકરાને જે બિલાડી કરડી તે આ છે,

રામે જે ઘર બાંધ્યું તે ઘરમાં જે છોકરો રહેતો હતો તે છોકરાને જે બિલાડી કરડી તે બિલાડીને જે કુતરાએ પકડી તે આ છે.

રામે જે ઘર બાંધ્યું તે ઘરમાં જે છોકરો રહેતો હતો તે છોકરાને જે બિલાડી કરડી તે બિલાડીને જે કુતરાએ પકડી તે કુતરાને જે કાગડાએ ચાંચ મારી તે કાગડો આ છે.

રામે જે ઘર બાંધ્યું તે ઘરમાં જે છોકરો રહેતો હતો તે

છોકરાને જે બિલાડી કરડી તે બિલાડીને જે કુતરાએ પકડી તે કુતરાને જે કાપડાએ ચાંચ મારી તે કાગડાની પાછળ જે સમડી પડી તે આ છે.

---

## ૨૨ સાચું બોલો.

વેંકટ ને કમલા નામનાં બે છોકરાં હતાં. એક દિવસ તેઓ ઘરના આગલા ખંડમાં રમતાં હતાં. મેજ ઉપર એક આરસી હતી જે તેમણે જોઈ નહોતી. તેઓ રમતાં હતાં તેવામાં વેંકટે કમલાને મેજ સામો હડસેલો માર્યો. કાચ જમીનપર પડી ગયો ને ભાગ્યો. બન્ને છોકરાં રોવા મંડ્યાં.

કમલા—ભાઈ તેં મને શા વાસ્તે હડસેલો માર્યો. જો. કાચ ભાગી ગયો છે.

વેંકટ—હું તને હડસેલો મારવા માગતો નહેતો. હવે આપણે શું કરશું ! એ બધો તારો વાંક છે.

કમલા—આપણે બંને રમતાં હતાં. તું શા વાસ્તે એમ કહે છે કે એ મારો વાંક છે. એ તારો પણ વાંક છે. પણ આપણે શું કરશું !

વેંકટ—જો બાપાને ખબર પડશે, તો ગુસ્સે થશે. આપણે ક્યાંય તે છૂપાવી શકીએ નહિ.

કમલા—ના, ના ! એક કે બીજી વખતે તે જણાઇ આવશે. આપણે બાપાને કહી દઇએ તો વધારે સારૂં ને એમને કહેવું

કે અમે દીલગીર છઇએ. કદાચ એમ કહીએ તો તે એટલા બધા ગુસ્સે ન થાય.

વેંકટ—મને ધાસ્તી રહે છે કે એ ગુસ્સે થશે. આપણે માને કહીએ તો વધારે સારૂં નહિં ? કદાચ એ બાપાને ગુસ્સે ના થવાનું કહે.

તેઓ આમ બોલતાં હતાં એવામાંજ તેમની મા ખંડમાં આવી ને કંટાળી ગઇ હતી ને ખુરશીપર બેઠી. છોકરાં તેની પાસે ગયાં ને ચુપકીથી નીચે દૃષ્ટિ રાખીને ઉભા રહ્યાં.

મા સમજી કે કંઇક નવા જુની થઇ છે. તેણે કહ્યું " તમે શા વાસ્તે આટલાં ચુપ ઉભા રહ્યાં છો. તમે કંઇ ખોટું કર્યું છે ? કમલા પછી ડુસકાં ખાવા મંડી ને વેંકટ રોઇ પડયો.

પછી ( તેમની ) મા બોલી " છોકરાંઓ, તમે શા વાસ્તે રડો છો. તમને કોઇએ ઇજા કરી છે ! શું થયું છે. રોશો મા."

કમલા—મા, અમે રમતાં હતાં ને અમે કાચને હડસેલી પાડયો ને તે ભાગી નાંખ્યો. અમે ઘણાં દીલગીર છઇએ. ને અમને બીક લાગે છે કે અમારા બાપા અમારા ઉપર ગુસ્સે થશે.

મા—બસ, એજ કે ! હું દિલગીરી છું કે તમે કાચ ભાગી નાંખ્યો. પણ તમે સાચું બોલ્યાં:એથી હું ઘણી ખુશ થઈ છું. બીશો મા. હું તમારા બાપાને કહીશ. એ તમારા પર ગુસ્સે થશે નહિ કારણકે તમે સાચું બોલ્યાં છો.

## ૨૩ હોડી.

આ એક પાણીથી ભરપુર ઉંડી નદી છે. તે આપણે પગે ચાલીને પાર ઉતરી શકતા નથી. પણ પાસે એક પુલ છે કે જે તદ્દન આરપાર જાય છે. જાણે કે તે રસ્તો ન હોય તેમ તે પુલ પર થઇને તમે નદી ઓળંગી શકો. એની ઉપર અત્યારે તમે કેટલાક માણસોને ચાલતા જોશો.

નદી પુલ નીચે વહે છે. નદીની બે બાજુઓ કીનારા કહેવાય છે. કાંઠા વચ્ચે પાણી વહે છે.

નદી વહીને ક્યાં જાય છે ?

બધી નદીઓ જમીનપર વહે છે તે આખરે દરીયામાં મળે છે.

નદીનું સઘળું પાણી ક્યાંથી આવે છે ! તે વાદળમાંથી જમીન-પર પડે છે ને નદીઓમાં વહે છે.

પાસેના કીનારાને બાંધેલી પેલી કેવી સરસ મોટી હોડી છે ! એ લાકડાના બનાવેલા ઘર જેવી છે ને એ પાણીપર તરે છે. એમાં બારી બારણાવાળી ઓરડીઓ છે, ચાર બારીઓ ઉઘાડી છે. ને સાત વાસેલી છે. બારણું ઉઘાડું છે.

હોડીને મથાળે હું બે ખુરશીઓ જોઉંછું. એ શા વાસ્તે છે ?

તે, જ્યારે સુરજ આથમે ને ઠંડક થાય ત્યારે સાંજરે સદગૃ-હસ્થોને બેસવાને વાસ્તે છે, એક નાની નીસરણીથી તમે મથાળે જઇ શકો. એને ત્રણ પગથીઆં છે. એક માણસ સૌથી ઉપરના પગથીઆ ઉપર બેઠો છે. હોડી એક દોરડા વતે કાંઠાને બાંધી છે.

હોડી પાણીમાં શાથી ફરતી હશે? માણસો તેને વાંસડાથી હડસેલે છે. અત્યારે હોડીને મથાળે એક હોડીવાળો ઉભો છે. એના હાથમાં એક વાંસડો છે.

હોડીની નીચે પાણીમાં પેલી કાળી વસ્તુ છે. એ હોડીનો પડછાયો છે. તે **ઉંધી વળેલી** બીજી હોડી જેવો દેખાય છે. નદીને બીજે કાંઠે આવો, દુર મને આના જેવી એક બીજી હોડી નજરે પડે છે.

વરસાદ નદીઓને ભરપુર કરે છે.
નદીઓ સમુદ્રમાં વહે છે.

---

## ૨૪ ભૂતકાળ અને વર્તમાનકાળ.

આનો તરજુમો અર્થમાં આપેલો છે.

---

## ૨૫ તારા.

જ્યારે સુરજ આથમ્યો હોય છે ત્યારે તેજસ્વી તારા રાત્રે પ્રકાશે છે. તે એટલા બધા છે કે આપણા ગણ્યા ગણાય નહિં. તે દેખાતા અને અદૃશ્ય થતા લાગે છે માટે આપણે બોલીએ છીએ કે તેઓ ઝબૂકે છે. તે આકાશમાં હીરા જેવા દેખાય છે. દિવસને વખતે આપણે તેમને સુરજના તેજસ્વી પ્રકાશને લઇને દેખી શકતા નથી.

નાના તારા, ઝબુક, દુનિયાપર આટલે બધે ઉંચે આકાશમાં હીરા સરખો તું કોણ છે તે બાબત હવે મને અચંબો થાય છે.

જ્યારે તેજસ્વી સુરજ આથમ્યો હોય છે, જ્યારે ઘાસ ઝાકળથી ભીંજાય છે ત્યારે તું તારૂં થોડું તેજ આ છે. આખી રાત ઝબુક, ઝબુક.

---

## ૨૬ ખાણું.

અહિંઆં પોતાનું ખાણું ખાતા ત્રણ માણસો છે. દિવસના પહેલા ખાણાને આપણે નાસ્તો કહીએ છીએ. અત્યારે એક વાગ્યો છે. આ ત્રણ માણસોએ આખી સ્હવાર સખ્ત મજુરી કરી છે. તેઓએ ઘર છોડયું તે પહેલાં થોડીક કૉફી પીધી હતી ને થોડી ચોખાની ભાખરીઓ ખાધી હતી. એ તેમનો નાસ્તો હતો. પણ એ વખતે આઠ વાગ્યા હતા. પાંચ કલાક થયા તેમણે કાંઇ ખોરાક લીધો નથી. અને તેઓ હાલ ભુખ્યા અને તરસ્યા થયા છે. માટે બગીચામાં કોઈ તેમને જોઇ શકે નહી એવે ઠેકાણે કેટલાંક ફુલનાં ફુડાંની પાછળ તેઓ પોતાનું ખાણું લે છે. દરેક માણુસની આગળ એક રકાબી છે. રકાબી ઉપર થોડોક સારો ધોળો રાંધેલો ભાત છે. દરેક રકાબી પાસે કઢી અને ચટણીથી ભરેલી એક નાની સપાટ રકાબી (થાળી) છે, કાઢી બહુ ઉની છે. એમાં મરચાં ને મરી નાંખ્યા છે. એક માણુસ અત્યારે થોડું પાણી પીએ છે. વચલો માણુસ પોતાના હાથમાં ચોખાનો મુઠો લે છે. ત્રીજો માણુસ એક નાના વાસણમાંથી પોતાના હાથપર પાણી રેડે છે. તે એ વડે ખાશે તે પહેલાં પોતાનો હાથ ધોશે. મરચાં તીખાં હોય છે. તે બગીચામાં ઉગે છે. તે ઘણાં ગરમ હોય છે. કેટલાંક લાંબાં હોય છે ને કેટલાંક ગોળ હોય છે. કેટલાંક લીલાં હોય છે ને કેટલાંક રાતાં હોય છે. રાત્રે આપણે જે ખાણું લઇએ છીએ તેને વાળુ કહીએ છીએ. રાત્રે આઠ વાગે વાળુ તરીકે

આ લોકો થોડોક ભાત અને કઢી ખાશે. તેઓ તે ગ્રેર ખાશે, પછી તેઓ સુઇ જશે ને ઉંઘી જશે. જે લોકો દિવસે સખત કામ કરે છે તેઓને રાત્રે સારી ઉંઘ આવે છે. આળસુને ઉંઘ આવતી નથી. તમારે જો સારી પેટે ઉંઘવું હોય તો સખત કામ કરો.

સવારમાં આપણે નાસ્તો લઇએ છીએ.
દિવસમાં આપણે ખાણું લઇએ છીએ.
રાત્રે આપણે વાળુ કરીએ છીએ.

## ૨૭ તોફાની છોકરો.

આ નાની છોડી પોતાની માને સારૂ પાણી લાવવાને આજ સવારે કુવે જતી હતી. તેનો ભાઇ તેને મદદ કરવાને તેની સાથે ગયો. પણ તે તોફાની છોકરાએ શું કર્યું તે વિષે તમે શું ધારો છો. એ પોતાની બ્હેનની પાછળ ચાલતો હતો ત્યારે તેણે તેને હડસેલો માર્યો એટલે ઘડો પડી ગયો ને કકડે કકડા થઈ ગયા. પછી તે પોતાની બીચારી નાની બેન સામું હસતો હસતો ઉભો. તેની બેન રોવા મંડી કારણ કે તેને ધાસ્તી હતી કે તેની મા તેનાપર ગુસ્સે થશે.

આપણે આપણાં ભાઈ બ્હેન તરફ માયાળુ રહેવું જોઇએ. એમને આપણે ચીડવવાં જોઇએ નહિં. એમને આપણે પ્રસન્ન રાખવાને પ્રયત્ન કરવો જોઇએ. આપણે તેમને મદદ કરવાને હમેશ તૈયાર રહેવું જોઇએ, અને આપણે દરેક પ્રત્યે સભ્ય થવું જોઇએ. જ્યારે આપણે કંઈ માંગવું હોય ત્યારે આપણે એમ ન બોલવું કે આ આપો

પણ મહેરબાની કરીને મને આ આપો, અને જ્યારે આપણે કંઈ ન જોઈતું હોય તો આપણે કહેવું કે આપનો આભાર માનું છું. જ્યારે આપણે સદ્દગૃહસ્થની સાથે બોલતા હોઈએ ત્યારે આપણે હમેશાં " સાહેબ ! " એમ બોલવું ને જ્યારે કોઇ બાઇ સાથે બોલતા હોઇએ ત્યારે મૅમ અથવા મૅડમ ( બાઈ સાહેબ ) કહેવું.

જ્યારે તમારા બાપ, મા, બ્હેન કે ભાઇ પહેલાં તમારી નજરે પડે ત્યારે તમારે સલામ કહેવી. અને જ્યારે તમે રાત્રે સુવા જાઓ ત્યારે તેમને ગુડનાઇટ ( રાતની સલામ ) કહેવી. જ્યારે તમે કોઇ મિત્રથી છૂટા પડો ત્યારે ગુડબાય ( સલામ ) કહેવી.

જ્યારે તમે તમારા મહેતાજીને મળો ત્યારે નિશાળે તમારે 'ગુડ મૉર્નિંગ, સાહેબ' કહેવું અને જ્યારે નિશાળ છોડો ત્યારે ' ગુડ ઇવનિંગ, સાહેબ, ' કહેવું.

---

## સભ્ય થાઓ.

સારા નાના છોકરાઓએ " હું કહીશ " કે " મને આપો " એમ કદી બોલવું નહિ. મા ? એ બિલકુલ રીત નથી, " મા, મહેરબાની કરીને " એમ તમારે બોલવું.

દરેકને ' મહેરબાન ' કહેવું ને સદ્દગૃહસ્થને " હાજી " કહેવું અને બાઇને ' હા, બાઇ સાહેબ ' કહેવું.

---

## ૨૮ ખેતરમાં એક સફર.

રમુ એક છોકરો હતો કે જે આખી જીંદગી ગામડામાં રહ્યો હતો. તે શહેર વિષે કંઇ જાણતો નહોતો. પોતાના ગામમાંના કોઇ

પણ પંખી પશુ કે ઝાડનું નામ તે તમને કહી શકતો, એને બાર વરસ થયાં હતાં, એ હુશિયાર છોકરો હતો.

એને રંગુ નામનો એક પિતરાઇ ભાઇ હતો. રંગુને નવ વર્ષ થયાં હતાં. રંગુ હમેશાં શહેરમાં રહ્યો હતો. એને ગામડા વિષે કંઈ માહિતી નહોતી. એને પંખીઓ અને પશુ વિષે ઘણી થોડી માહિતિ હતી. એકવાર એ માંદો પડયો. ને પાતળો ને દુબળો થઇ ગયો. એના બાપાએ ગામડામાં રમુની સાથે રહેવાને એને મોકલ્યો. એણે કહ્યું " ગામડાની હવા સારી હોય છે. એથી રંગુની તબીયત સારી થશે "

પહેલાંતો રંગુ ઘરમાં રહેતો. પછી થોડીક મુદતમાં સાજો તાજો થઈ ગયો. એક દિવસ બન્ને છોકરા ગામમાં સફર કરવા નીકળ્યા.

રમૂ—રંગુ, આ સરસ દિવસ છે. હમણાંજ ૭ વાગ્યા છે. મારી સાથે ફરવા ચાલ. એથા તને ફાયદો થશે. તેં શહેરમાં નહિ જોઇ હોય એવી ઘણી વસ્તુઓ જોઇશ. તારાં ટોપી ને બુટ પહેર

રંગુ—અરે, રમુ, તારો આભાર માનું છું. આ હું તૈયાર થયો. આપણે કયાં જઇશું !

રમૂ—હું તને રસ્તાપર લઇ જઇશ. પછી આપણે ખેતરોમાં થઇને તળાવપર જઇશું. પછી આપણે પાછા આવીશું. એમાં આપણને એક કલાક લાગશે. પછી ગરમી પડવા માંડશે. અત્યારે તદ્દન થંડક છે. સૂરજ ઉગ્યો નથી.

રંગૂ—પેલું કેવું મોટું સુંદર ઝાડ છે ? એ શું છે, રમુ ?

રમૂ—એ આંબો છે.

રંગૂ—એનાપર કેરીઓ તો હું જોઇ શકતો નથી ?

રમૂ—ના, આ કેરીઓની મોસમ ( વખત ) નથી. જુન કે જુલાઇ સુધી આપણને કેરીઓ મળશે નહિ.

રંગૂ—અરે, રમૂ? પેલું પાસે થઇને ઉડતું કદરૂપું કાળું પક્ષી શું છે?

રમૂ—એ પક્ષી નથી. એ ચામાચીડીયું છે. એ પાંખોવાળા ઉંદર જેવું દેખાય છે. એ ઘુવડની પેઠે આખો દિવસ ઉંઘે છે ને રાત્રે આમ તેમ ઉડે છે. કોઇક ઝાડ કે જુની દિવાલમાંના પોતાના દર તરફ એ ચામાચીડીયું ઘર તરફ ઉડે છે. પણ તું અટકે છે કેમ ?

રંગૂ—હું ઝાડમાં કાંઇ જોઇ શકું છું. પણ જો ! હું ધારૂં છું કે એ વાંદરૂં હોવું જોઇએ. મેં વાંદરાને એકવાર જોયું હતું. પણ તે આના જેવું નહોતું.

રમૂ—હા ! હવે હું એને જોઇ શકું છું. એ પોતાના ડાબા હાથે ડાળીને પકડી રહ્યું છે. પોતાની પીઠપર હવામાં પોતાની પુંછડી એણે ઉંચી રાખી છે. એ આપણા સામું જુએ છે, હા એ હનૂમાન ( નામનું ) વાંદરૂં છે. આ ખેતરોનાં ઝાડોમાં ઘણાં વાંદરાં છે.

રંગૂ—મને પૈડાંનો અવાજ સંભળાય છે; અહિં એક ગાડી આવે છે.

રમૂ—હા, ચાલ આપણે રસ્તાની એક બાજુએ રહીએ મેં અગાઉ આવી સારી મોટી ગાડી જોઇ નહોતી. એ કોણ હશે.

રંગૂ—રમૂ એ હું તને કહીશ. એ રાજાજી છે. એ આપણા શહેરમાં રહે છે. હું ઘણીવાર એમને એમની ગાડીમાં જોઉં છું, અહિં તે કોઇ મોટા માણસને મળવા આવ્યા છે. એ સવારમાં ફર-

વાને વાસ્તે નીકળ્યા છે. એ બહુ પૈસાદાર માણુસ છે ને એક ઘણા મોટા ઘરમાં રહે છે.

રમૂ—વારૂ, ચાલ આપણે હવે રસ્તો છોડીએ. ચાલ ખેતરમાં થઇને જઇએ. પેલું તળાવ રહ્યું. તું તે જોઈ શકે છે.

રંગૂ—ઝાડપર પેલું સુંદર મોટું પક્ષી શું છે? મેં અગાઉ આવું સુંદર પક્ષી જોયું નથી.

રમૂ—હા. રંગૂ, એ સુંદર પક્ષી છે એ મોર છે એને આપણે પક્ષીઓની રાણી કહીએ છીએ. એની સાળ લીલા રંગની ને સોનેરી પુંછડી સામુ જો, તે આપણા ઘરની પાસેના ઝાડપર ઘણીવાર બેસે છે. તે ઉડીને નીચે આવે છે ને દાણા ખાય છે.

રંગૂ—મેં મોર વિષે ઘણીવાર સાંભળ્યું છે. પણ અગાઉ મેં મોર જોયો નહોતો. અરે! પેલું શું છે. તું મને શા વાસ્તે પાછો ખેંચે છે.

રમુ—રંગૂ! પાછો ફર! જલદી કર! ઉતાવળ કર! તારી પાસે સાપને તું દેખતો નથી? પાછો! પાછો!

રંગૂ—હા! હા! એણે કેવો ફુપવાટો માર્યો! મેં લગભગ એનાપર મારો પગ મુક્યો. એ કેવો ગુસ્સે દેખાય છે? એણે પોતાનું માથું કેવું ઉચું રાખ્યું છે.

રમુ—એ નાગ છે–એ એક મોટો નાગ છે! જો તે તને કરડે તો તું મારી જાય. તને કોઇ બચાવી શકે નહિ. એ મોટા સાપનો રાજા છે. એનાથી દૂર રહે. આ ખેતરમાં એ એક દરમાં રહે છે. દરેક એનાથી બીએ છે.

રંગૂ—તેં મને પાછો ખેંચ્યો એથી હું ખુશ થયો છું. હવે આપણે પાસેના ખેતરમાં સહીસલામત છીએ. સલામ, સાપના રાજા ! અમારે તને ફરી જોવો નથી.

રમુ—પેલી સુંદર નાની ચીજ શું છે તે તને ખબર છે? રંગૂ? એ નાશી જાય તે પહેલાં એના સામું જોઇ લે. હું ધારૂં છું કે આપણે એની નજરે પડયા નથી. એથી એ આટલું શાંત બેસી રહ્યું છે.

રંગૂ—ના. મેં તે કદી અગાઉ જોયું નથી.

રમુ—એ સસલું છે. તે ખેતરોમાં રહે છે. તે બહુ ઝડપથી દોડે છે. એને કેવા લાંબા કાન છે ! તું એને કદી પકડી શકે નહિ. કુતરા તેને પકડવાનો પ્રયત્ન કરે છે પણ તેઓ તેને પકડી શકતા નથી. તે અતિશય ઝડપથી દોડે છે.

રંગૂ—ખેતરમાં ચાલતો આ માણસ કોણ છે રમુ ?

રમુ—એ નરેસૂ ખેડુત છે, એ ખેતરમાં હળ ફેરવવા જાય છે, એ એના બે બળદ સાથે લઇને જાય છે. તે સ્હવારમાં ઘણો વહેલો કામપર જાય છે.

રંગૂ—રમુ, ચાલ હવે આપણે પાછા ફરીએ. પણ પેલા સાપ પાસે જતો ના.

રમૂ—અરે ના ! હું તને બીજે રસ્તે થઇને લઇ જઇશ. આપણે લાંબી સફર કરી છે !

રંગૂ—અરે, રમુ, ઝાડ નીચે ઉભું રહેલું પેલું મોટું પશુ શું છે ? આપણે દોડી જઇશું ?

રમુ—ના, ના ! એ તો માત્ર હાથી છે. એ બહુ મોટો હોય છે. પણ એ તદ્દન શાંત હોય છે. એ આપણને ઇજા કરશે નહિ.

રંગૂ—એના મ્હોં આગળ લટકતી પેલી લાંબી ચીજ શું છે ?

રમુ—એ એનું નાક છે. એને આપણે સૂંઢ કહીએ છીએ.

રંગૂ—મેં આવું લાંબું નાક અગાઉ કદી જોયું નહોતું.

રમુ—એ વળી લાંબા હાથ જેવું છે. એનાથી હાથી કંઇ પણ ચીજ ઉપાડી શકે છે. એ વડે એ ખાય છે ને એ વડે એ પાણી પીએ છે. કાલ સ્હવારમાં આપણે ફરીથી ફરવા આવશું. હું મારી સાથે કેટલાંક કેળાં લાવીશ. આપણે એને તે ખાવા આપશું. હવે ચાલ આપણે ઘેર જઇએ.

---

## ૨૮. સૂરજ ને ચંદ્ર.

સૂરજ ને ચંદ્રને દડા જેવો ઘાટ હોય છે. સુરજ અગ્નિનો એક મોટો ગોળો છે. સૂરજ ન હોય, તો બધી વસ્તુઓ અંધારી ને ઠંડી થઇ જાય; કોઇ છોડવો ઉગે નહિ ને બધી ચીજો વણસી જાય.

સૂરજ ને ચંદ્ર આપણાથી ઘણે છેટે છે. અને એથી તેઓ નાના દેખાય છે.

જ્યારે આપણે પહોળા મેદાન ઉપર ઉભા રહીએ છીએ ત્યારે આપણને છેટે જે મોટાં ઝાડ હોય છે તે નાના છોડવા જેવાં દેખાય છે પણ જ્યારે આપણે એમની પાસે જઇએ છીએ ત્યારે આપણે તેમને તેઓ હોય એટલાં મોટાં જોઇએ છીએ.

આપણે સૂરજ ને ચંદ્ર પાસે જઇ શકતા નથી ને એથી એ કેટલા મોટા છે તે આપણે જોઈ શકતા નથી.

ચંદ્ર રાત્રે પ્રકાશે છે. એને ઠંડો પ્રકાશ હોય છે ને તે સૂર્ય જેટલો ચળકતો હોતો નથી.

ચંદ્રને પોતાનું અજવાળું હોતું નથી. પણ એનું અજવાળું એને સૂરજ પાસેથી મળે છે.

સૂરજ ને ચંદ્ર આપણાથી છેટે છે ને તેથી તે નાના દેખાય છે. ચંદ્રને પોતાનું અજવાળું હોતું નથી. સૂરજમાંથી અજવાળું મળે છે.

---

## ૩૭. છોકરાઓ.

સારો છોકરો હમેશાં સાચુ બોલશે.
ડાહ્યો છોકરો પોતાના પાઠ સારી રીતે શીખે છે.
બહાદુર છોકરો જુઠું બોલશે નહિ.
જબરો છોકરો દુબળાને મદદ કરવાને પ્રયત્ન કરશે.
પ્રેમાળ છોકરો પોતાની માનું કહ્યું માને છે.
માયાળુ છોકરો પોતાના નાના ભાઇને મદદ કરે છે.

જે છોકરો સારો માણસ થવાનું ઇચ્છે છે તે એકદમ શરૂઆત કરશે ને પોતાથી બનતું કરશે.

---

## રંગ.

ઘાસ લીલું છે ને આકાશ આશમાની છે. લીલા ઘાસ પર ઓછી ઝાકળ પડે છે. સોનું પીળું છે ને રૂપું ધોળું છે. લોઢું ભારે છે ને પીંછાં હલકાં છે. માણેક રાતા છે ને હીરા તેજસ્વી છે. ત્રાંબુ ભુખરૂં છે ને પોલાદ ધોળાશપરનું છે. ઘણે ફાટતાં વાદળાં ધોળાં હોય છે.

---

## ૩૧ ફુલો અને પાંદડાં.

આ ફુલો અને પાંદડાંનું એક ઝુમખું રચ્યું. ઝુમખાપર થોડીક કળીઓ પણ છે. તેઓ કેવી સરસ દેખાય છે. આ ફુલો ગુલાબનાં ફુલ છે. ગુલાબ ફુલોની રાણી કહેવાય છે. ગુલાબ ઘણાં મીઠાં સ્હોડે છે, રાતાં ગુલાબ થાય છે ને પીળાં ને ધોળાં ગુલાબ થાય છે આ ગુલાબ ધોળાં છે.

તમે ચિત્રમાં બે કળીઓ જોઇ શકો છો કળીઓ વધારે મોટીને મોટી થતી જશે, પછી તેઓ ઉઘડશે ને ફુલો બહાર નીકળશે. દરેક કળીમાં ફુલ હોય છે.

ફુલને પાંદડાં ઝાડપર ઉગે છે. પાંદડાં પહેલ વહેલાં લીલાં હોય છે. પછી તે સુકાઇને ભુખરા ને પીળા રંગનાં થાય છે ને ભોંયપર ખરી પડે છે. કેટલાંક પાંદડાંપર તમે ઝાકળના બિંદુ જોઈ શકો છો.

---

## ૩૨ નાના છોકરાની રાતની સલામ.

સૂરજ હવે અજવાળું આપતો નથી. તારા ડોકીયું કરવા માંડે છે; સર્વને રાતની સલામ કહેવાનો વખત થયો છે. પંખીઓ બધાં ઉંઘી ગયા છે.

સલામ, વહાલાં નાનાં પંખીઓ! સ્હવારમાં પ્રકાશ થતા સુધી સારી પેઠે ઉંઘી જજો. મને ખાતરી છે કે જો તમે શબ્દોમાં ગાઈ શકો તો તમે "રાતની સલામ" એમ બોલત.

રાતની સલામ! મારા સુંદર ફુલો, રાતની સલામ!

તમે ઉંઘી શકશો નહિં અને આટલા તેજસ્વીપણે તમે પ્રકાશો છો તે તારાઓ; તમે આખી રાત જાગતા રહેજો!

સલામ! મારા બાપાજી ને વ્હાલી મા તમારા નાના છોકરાને બચ્ચી કરો.

સલામ! મારા પાસેના ને દૂરના ભાઈબંધો; દરેકને સલામ!